# હઝરત_મૌલાના_સૂફી_સૈયદ_શૈખ_હસનજી_સુરતી_અલ_કાદરી_અલ_સત્તારી_રહમતુલ્લાહિ_અલૈહ

આપના વાલીદ હુસૈની સૈયદ હતા અને વાલીદા હઝરત અમીર ખુશરુ રહમતુલ્લાહિ અલૈહ ની ઔલાદ હતા

આપનો વાલીદ તરફ થી 19 મી પેઢીએ હઝરતે મૌલા અલી અલયહિસ્સલામ સુધી મળે છે

આપના વાલીદ હઝરત ફતહુલ્લાહ હુસૈની બિન સૈયદ અબ્દુલ ગની બિન સૈયદ નેઅમતુલ્લાહ બિન સૈયદ મુહંમદ બિન સૈયદ શમસુદ્દીન બિન સૈયદ બુરહાનુદ્દીન બિન સૈયદ મુબારક શાહ બિન સૈયદ શાહ અલી બિન સૈયદ રઝિયુદ્દીન બિન સૈયદ મુજતઆ બિન સૈયદ યુસુફુદ્દીન બિન સૈયદ કૈસ બિન સૈયદ નિફ બિન સૈયદ મુહંમદ બિન સૈયદ કાસીમ બિન સૈયદ અલી બિન સૈયદ અશરફ બિન સૈયદ ઇમામ ઝૈનુલ આબેદીન બિન સૈયદ ઈમામ હુસૈન શહીદે કરબલા બિન સૈયદુના અમીરૂલ મોઅમેનીન મૌલા અલી રિદનુલ્લાહી તઆલા અલયહીમ અઝ્માઇન.

આપની વિલાદત ગુજરાતના શહેર પાટણ મા હિજરી 968 ઈ. સ 1560 માં થઈ

માતા પિતા નાની ઉંમરમાં ઇન્તેકાલ ફરમાવી ગયા હોવાથી આપના મોટાભાઈ સૈયદ મુહંમદ સાથે સુરત તશરીફ લાવ્યા અને અહીં બન્ને ભાઈઓએ ઈસ્લામના પ્રચાર અને પ્રસારમાં પોતાની ઝિંદગી ગુજારી દિધી.

આપ બહુ પરહેઝગાર આલીમ અને ફાઝીલ હતા હકાઇક અને મઆરીફ (ઈશ્વર જ્ઞાન) તવહીદ તથા ઈબાદત અને અઝકારમાં સદાએ મગ્ન અને મશગુલ રહેતા હતા

આપના સમયમાં સુરતની વસ્તી આસરે 6 લાખ જેટલી હોવાનું કહેવામાં આવે છે હીથીજ હજમાટે જવાતું હતું આપ પણ તે વખતે સુરતના અગ્રેસરો વડીલો મશાયીઈખો અને મુફસ્સીરિનમાં હતા.

સરસ અને સુંદર હસ્તાક્ષર હોવાને કાણને લીખન કળામાં પણ આપ પ્રવીણ અને અને પ્રખ્યાત મનાતા હતા.અને એજ કળા આપના જીવન નિર્વાહના (ઘર ગુજરાન) સાધન તરીકે અપનાવી હતી જેમાં આપને હલાલ અને પ્રમાણિક રોઝી મળી જતી હતી.

વળી આપ સાહિબે તશનિફ (ગ્રંથકાર) પણ હતા આપના કાવ્યો,કવિતાઓ અને કઠનો બહુજ પ્રખ્યાતી પામ્યા છે આપે પોતાના પુસ્તકમાં (દિવાનમાં) ચાલીસ હજાર બૈયત એ રસુલે પાક ﷺ ની નઅત (પ્રસંસા) અને અહેલેબઇયત એ પાક ની તારીફમાં લખી છે આપે બે મુખમ્મસો એક મૌલાના નિઝામી અને બીજી હઝરત આમિર ખુશરુની મુખમ્મસોના મુકાબલામાં રચી છે અને એક સંગ્રહ "હઝાર બૈયત" ના નામે બાર ઇમામોની શાનમાં અને ઉર્દૂ ઝબાંનમાં "મિલાદુન્નબી" નામના પુસ્તકમાં પાંચ હજાર બૈયતો બહુજ મનહર અને સુંદર રીતે કહી છે એમ આપે રચેલી બયતો પંક્તિઓની સંખ્યા 1,12,000 હોવાનું કહેવાય છે આપે હુઝુર ﷺ શાનમાં નુકતા વિનાના શબ્દોમાં કસીદહ પણ રચ્યાં છે

આપના લેખોને હઝરત શૈખ વલીયુલ્લાહ બિન શૈખ ઇબ્રાહિમ રહમતુલ્લાહિ અલૈહ એ બહુજ શ્રમ અને શ્રધ્દ્ધાપૂર્વક ભેગાકરી પુસ્તક આકારે "ઇત્તેહાફે અહસન" નામે લખ્યા છે અને તેમાં આપના જીવન પ્રસંગો અને કેટલાક અસામાન્ય બનાવોનું વિગતવાર નર્ણન કર્યું છે.

હઝરત હસનજી સુરતી રહમતુલ્લાહિ અલૈહ એ રૂહાની ફૈઝ હઝરત શાહ ઈશા જુન્દુલ્લાહ બુરહાનપુરી (ખલીફાએ હઝરત શાહ લશ્કર મુહંમદ આરીફ બીલ્લાહ સત્તારી રહમતુલ્લાહિ અલૈહ) થી હાસિલ કર્યો હતો.આપે શૈખ મુહંમદ બિન ફઝલુલ્લાહ બુરહાનપુરી જેવા બુઝુર્ગથી પણ ઘણોજ લાભ મેળવ્યો હતો

આપના મુરશદ સૈયદ સાદાત કુટુંબમાં ન હતા અને આપે જાણીબુજી ને આપનું પોતાનું સૈયદ નસબ છુપાવતા પણ જ્યારે આપના પીરને ખબર પડી તો આપને તમામ ઝાહીરી અને બાતિની ફૈઝથી ફૈઝયાબ કર્યા

અને આપના જમાનામાં સુરત બાબુલ મક્કા કહેવાતું અને ખાનકાહે એદરૂશી અને બીજા અનેક સ્થળોએ દારૂલ ઉલુમ (ધાર્મિક શિક્ષણ આપતા વિદ્યાલયો) હતા.

આપના ચાર ફરઝન્દો હતા

1-મૌલાના સૈયદ મુહંમદ

2-મૌલાના સૈયદ અહમદ

3-મૌલાના સૈયદ મુસ્તુંફા દરેક આલીમ અને આરીફ હતા પરંતુ આપની હયાતીમાંજ વિસાલ પામ્યા

ચોથા ફરઝન્દ સૈયદ મુજતબા સાહિબ હતા જે નાનપણમાં જન્નત નશીન થયા હતા.

આપ 94 વર્ષની ઉમરે 5 મી ઝિલ્કઅદ હિજરી 1062 ઈ.સ 27 સપ્ટેમ્બર 1652 ને દીને આપનું વિસાલ થયું હતું

અને આપ તરફથીજ વકફ કરાયેલા કબ્રસ્તાનમાં મા મદફન થયા

આજે આ કબ્રસ્તાનમાં શૈખ હસનજી કબ્રસ્તાનના નામે ઓળખાય છે હરિપુરા સુરતમાં હસનજી સાહેબનો ટેકરો કબ્રસ્તાનમાં આપનો ભવ્ય રોઝો છે.

તઝકિરતુસ્સાલેહીન મા કહેવાયું છે કે હઝરત શૈખ હસનજી સાહેબે પોતાના દિવાન હઝરતે રસુલે મકબુલ ﷺ કી ખીદમતમાં પેશ કર્યું તયારે હુઝુર ﷺ એ દુઆ ફરમાવી હતી કે આ ટેકરાની કબ્રો પર ખૌફ અને અઝાબ દૂર કરવામાં આવે

અને ઘણા બુઝુર્ગો ને અહીંથી કશફ એ કુબુર ની નેઅમત અહીંથી મળી છે.આપે જ્યારે કબ્રસ્તાન વકફ કર્યું ત્યારે હાલ જ્યાં હઝરત ખ્વાજા દેહદાર નક્શબંદી રહમતુલ્લાહિ અલૈહ નો જ્યાં મઝાર છે તે જગ્યા છોડી મૂકી હતી અને ફરમાવ્યું કે મારા પછી અહીંયા એક બહુજ મોટા બુઝુર્ગ આવશે અને તેમનાથી પણ ઘણા લોકો ફૈઝયાબ થશે અને તેમનો કાયમી મુકામ આ જગ્યા પર રહેશે અને આપના પછી આપ ખ્વાજા દેહદાર તશરીફ લાવ્યા.

આજે એટલે તારીખ 25-6-2020 જુમેરાત ચાંદ 4 ઝિલકઅદ હિજરી 1441 ને અસરની નમાઝ બાદ સંદલ શરીફ પેશ થયું આજે આપનો ઉર્સ નો દિવસ છે અલ્લાહ પાક આપણે સૌને ઔલિયા અલ્લાહની મુહબત માં રાખે અને આપનીજ મુહબ્બત મા ઇમાનની સલામતી સાથે મૌત આપે આમીન સુમ્મા આમીન.

Paigam-e-Pir Mashayakh Chishty
https://m.facebook.com/story.php?story_fbid=1399749283549667&id=986444218213511